જવાહીરે જરથુસ્ત્રી હારમાળા-(સીરીઝ.)

# યુરોપની સેવા.





કર્તા-''હુરમાસ.''

આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફનેજ કૅપટન પ્રિંટિંગ વર્કસ, નંબર ૧૪૧, લાલબાગ, પરેલ, મુંબઇમાં મી૦ મેહેરજી બેરામજી મીડાઇવાલાએ છાપ્યું છે, અને મી૦ હોરમશજી શોરાબજી મીસ્ત્રીએ દીસોઝા બીલ્ડીંગ, ગોવાલ્યા તલાવ મુંબઈ મધે પોતાને માટે પ્રગટ કીધું છે.

૧૯૨૨.



નમું પાક જરથોસ્ત, ઓ વ્હાલા ચેરાગ
તુંથીજ મળતાં રહયાં પાક લાગ
અહુર નામની તુંએ દીધી છે જાણ
મુંજ દીનથી ચાહવું નેક અરમાન
રોશન સદા મુંજ જીગરમાં રહે
મજદા મ્હજબમાં ફીદા મન રહે!—"હરમીસ"

# પ્રથમ પ્રકાશ.

સર્વના મનથી કબુલ કરવામાં આવ્યુ છે, કે દુન્યાની મૌજ ફકત તકલીદી, અને ભંગુર, અને ભ્રમણા રૂપ છે. જો તેમજ હોત, તો તે માહેથી અનંતકાળ સુધીનો ઉત્તમ હિત ખેંચી લેવાનો ભાવ કેમ હાંસેલ થાત ! જો તે માહેથી ઉચો તાર કારવાનો માર્ગજ ન હોત, તો, ખુદ, તેઓના સમાગમથી, આત્મા ઉચું બળ ક્યાંથી મેળવતે ? દુન્યાની દરેક વસ્તુ કામની છે, જો, તે ઉપર બે ઘડી ખ્યાલ બાંધી લઇએ કે તે શા માટે છે અને, કેટલા વખત માટે છે ? તે ઉપર હમેશ વળગી રહેવાથી શું હાંસેલ થાય છે, અને ફકત જોઇ તપાસી આગળ વધતા શું હાંસેલ થાય છે ? એવા બે વિચારોથી, ઘણુ જાણવા જોવાનુ મળે છે. શુ, મહેતાજીની સોટી તકલીદી નથી ? છતાં, એકજ સોટી, આગળ વધવાની કસોટી નથી કરાવતી ? શું અંખંડ ભરૂશો, ઉત્તમ હોંશ નથી ? પણ જ્યારે, ત્યાં ઉલટા ભાવનો આંચકો આવે છે, ત્યારે શુ, મન, તેજ ક્રીયામાં વહેતું રહેશે ? શુ અનુભવ પ્રાપ્ત ન થશે ? અને, જ્યારે નવોજ અનુભવ પ્રાપ્ત થયો, તો, તે સમય, ન્હાન નથી ? કાંઈ શિખ્યું નથી ? કાઇ આગલ વધાવવાનો તત્વ આપ્યો નથી ?

પાક દાદારની કોઈ પણ વસ્તુ કોઇ પણ ક્રીયા, કોઇ પણ કામ ફોકટ નથી. તેનાં દરેક દરેક સ્થાનો પવિત્ર છે, પાક છે, ફકત અજ્ઞાન મન, તે ઉલટા ભાવનાં લેખે છે. દરેક ડગલુ નવિન રોશનીથી ભરપુર છે. એકજ રચના જુદા વિચારો દર્શાવે છે. એકજ રોશની એક ટેબલ ઉપર પડે છે, તેજ ટેબલ આગલ, બે ચાર જીવો, કામમાં ગુંઠાયા છે. કોઈ ભણે છે, કોઈ વાંચે છે. કોઈ આળસ કરે છે, તો, કોઇ નબોજા વિચારથી, નબોજું લખે છે, ત્યારે રોશનીનો દોષ કયાં ? શુ, તે બધા ઉપર સરખી ન હતી ?

દુન્યામાં, સામે આવતા દરેક અનુભવો વેઠવાં, એજ આતુર મનુષ્યનુ ઉંચુ ભાન છે. જેટલુ, તે મનુષ્ય અડડશે, તેટલુ તે આતુર બનશે, આતુર બની નવિનતાના નવ નવાલામાં જશે, અને હાડમારામાં, પોતાના આત્માને આગળ વધારવાનીજ મૌજ માનશે. ખાસ કીર્તિ ગવડાવવા, કોશેશ કરવી નહી, કોઈ ગાતું હોય, તો, તે માટે ગ્રાઝી, બળકે બીલકુલ તકેદીક રાખવી નથી. કારણ જ્યાં સુધી મતલબ છે, ત્યાં સુધી, તે ઢોળ છે. બાકી તસુ ઓછુ પડતાં, માહેનો ભરમ પોળમ પોળ સમજી લેવો ! ડેકડીથી ડરતાં ના, નિંદાથી ચિંતા કરતા ના, ખુશામતથી ખુશી થતા ના, ગમે એવા તમારા જ્ઞાનના બળની વખાણ, ના સાંભલતાં, પણ સાદાઇમાં સજ થઇ, દુન્યાના દરેક દરેક દાવમાં કાઇને કાંઈ, આત્મિક ખ્યાલનો લાહવોજ છે, એમ યાદ રાખી, પાક દાદારની પસંદ કરેલી ચીજ ઉપર ખ્યાલ બાંધશો. તે અમુલ્ય જીવ, તે, પાક સ્પિતામાં જરાથુસ્તા સાહેબ, કે જે જીવે, આપણને માર્ગ બતલાવ્યો, મૌતમા, જીવનની આશા આપી, સાંસને અમર્ગીમાં સમજાવ્યો, જે માટે, પાક સુરોષની સેવા કરજો, અને ધર્મની જય પુકારતાં, પુકરાવતાં રહેજો ! એ તે બુલંદ

જીવ ! એ તે રૂપાલો રૂપ ! એ તે મ્હાબળ મ્હાન્નાની પયગમબર કેવો ઝલકતો, કેવો ખુશાલ, હરહાલ, આપણી આસ અને પાસે, જ્યારે જોવો, ત્યારે, આપણે વાંસે ધમરતો રહયો છે ! જ્યારે, માંગ્યે ત્યારે, આપણા ભિતરની બારી અને બારણામા આવી ઉભોજ છે, તે વલા જીવે, **માઝદીયસ્ની મજહબમાં મ્હાનતા દેખાડી છે, જે દરેક પારસી જરથોસ્તીઓ, ખરા ઝેનથી ગાએ છે, અને ગાતાં** શિખવે છે, અને. આજે, આ નાનકડા પુસ્તકમાં, તેનાજ શિખાડેલા પાઠો માહેલા, એકાદ સાદા પાઠને, આ અદના કલમ ગાએ સાદાઇમાં છે, અને, પારસી માઝદીયસ્ની જરથોસ્તીઓની સેવામાં, **સરોષની સેવા** યાદ આપે છે.

આ અદના કલમથી લખાયલુ **સરોષની સેવાનુ** અધારમ્રુ પણ **ઝવાહીરે જરાથુસ્ત્રા સીરીઝ** (હારમાલા)નું પ્રથમ પુસ્તક, કરીમ બક્ષેશથી, પાક સ્પિતામા જરાથુસ્ત્રાના પાક દિશાને દિવસે પ્રકાશ પામશે, જેથી પાક અહુરાના લાખો ઉપકાર કર્તા ગાતો રહેશે, અને, "**માઝદીયસ્ની મ્યુઝીક મંડળના ખુરશીદ મ્યુઝીક કલાસમાં,** સદા ગાતો, અને ગવાડતો રહી, સર્વે ભલા, નર અને નારીઓને દુવા, અને આફ્રીન કરતો, રહેશે, કારણકે, તેઓથીજ આ કર્તાને ઉત્તેજન અને હોંશ મલતો રહયો છે, મલે છે, અને મળશે.

જેમ આજે મ્હાન સ્પિતામાં જરાથુસ્ત્રા સાહેબનો પાક દીશો અતિ પવિત્ર લાગણીથી ભણતરમાં ગણાય છે, તેમ, પાક અહુરાના નુર પાક ખોરશેદ ઇઝદ સાહેબનો, પણ અ,જે વર્ષગાંઠ જેવો પવિત્ર દિવસ ગણાયો છે, જેને આપણે નમન ભાવથી હૈડા સરસો યાદ ધરીશુ, સર ઝુંકાવીશુ, અને, તેના હઝારો હઝાર કિરણોના પ્રકાશ આપણા બદનનાં છિંદ્રે છિંદ્રમાં પેવશ થવા દઇશુ, જેની બરકતથીજ, આપણા બદનને સુખ અને શાન્તિ છે, જેની બરકતથીજ આપણને ધાન્ય, અને ચારો મલતા રહયાં છે. જેના કિરણોંથી દિલની દુર દશા નિકલી જાય છે, અને મન ઉંચાઇપર જવા હોંશ રાખે છે, એ ભાગ્યવંત દિવસે, મુંજનો ચેરાગ ખુરશેદ જન્મ પામ્યો હતો, તે વ્હાલા અપો ખુરશેદને, મ્હારા હઝારો નમન સાથ હઝારો ભલી દુવા સાથ, મિનોઈના હઝારો આફ્રીન સાથ યાદી ધરતા, આ પુસ્તક સરોષ સેવા, તના મિનોઇ આત્માને અર્પું છુ, જે પેગામ મ્હારા હૈડામા વસ્તો પાક અહુરાનો નાડ પુંગાડશેજ.

| | | |
|---|---|---|
| માઝદીયસ્ની મ્યુઝીક મંડળની-નેમ<br>ખુરશેદ મ્યુઝીક કલાસ<br>તથા<br>રહેમ-રાહબરી-રાહત, લેવી તથા દેવી. | } | લા૦ સદા સેવક.<br>કર્તા-"**હરમીસ.**" |

**માતા મહુરી**-યાને-**સંસારના સાગરની સુંદરીનું** અતિ હિતાલુ પુસ્તક બહાર પડશે.



પાક અહુરા!

જવાહીરે જરાથુસ્ત્રા, હારમાળા—(સીરીઝ)

# સરોષની સેવા.



બુલંદ, પાક, નેક સરોષની સેવા કરવા ઉપર, મનને, હાલમા, એ માટે રોકવા હોશ થઇ, કે, જેની ખુબી જાણી પિછાણી, આપણને સુખ થયું તે માટે, તે બીજાને આસરે ધરવું. પાક અહુરાની મહાન પેદાયશ, તે મનુષ્ય, અને, તે મનુષ્યની કાર્ય રીતીની જવાબદારી, તે ધર્મ! ધર્મ પાળવો, અને પાળી તે ઉપર વર્તણુ કરવું, જેથી ફ્રવશીનું ઉત્તમ ખિલવું થવાથી અહુરાના મ્હાન મતલબના કાયદાથી વાકેફ થવું જેથી ગેતીમા, આવવાનો મહાન, અને ગુપ્ત ભાવથી પહેલો, ઉંચો ખ્યાલ કરવો, એ, આત્માનો ઉંચો ફરજ કહેવાય. એ ફરજ બાળવાનો ઉંચો તરીકત દેખાડનાર, મ્હાન ફરેશતો, તે પાક સરોષ ઇઝદ સાહેબ છે. અહુરાના હઝારો નાદમા, લાડ કરતો, રહેલો, આ મ્હાન બુલંદ સરોષ, હઝારો રીતના જ્ઞાન અને ગુણભાવો દેખાડે છે. જેઓને ખાહેશ હોય છે, તેઓ, માટે, આ મ્હાન સરોષ, સદા કાળ તૈયારજ છે. જેઓને, તેની રાહબરી જોઇએ છીયે, તેઓથી તે તતકાળમાં મેલવાય છે. જન્મથી, આખર અંત સુધી, સરોષ વિના ક્યાંએ જવાએ એમ નથી. જન્મથી, આગળ વધતા સાલોમાં ઉત્તમ ભાન, અને ઉંચી મનશનીના પ્રતાપ, પાક સરોષથી સહેલ થાય છે, જો આત્મા, તેના રસતા ઉપર અમલ કરવા, ખરા મને પહેલ શોધે

છે. જન્મ સમયમાં જે ક્રિયામાં, પેદા થવું પડે છે, તેજ સમયથી સરોષની સેવા મલે છે. ના, ખુદ માતાના હૃદયસ્થાનથીજ, તે, ક્રિયા સરૂ થાય છે તે, મરણના સમય સુધી, તે અને તેજ, પાસે હોય છે. પાક અહુરાની ધ્વજો, હઝારોમાં, ચલતી થઇ રહી છે, તે સઘળામાં સરોષની ગીણતી સોંપાઇ છે. હઝારો, વહેતાં ઉત્તમ કાર્યોમાં, ભરપુર થયલાં નાળાંઓમાં, સરોષની ગતિ વહી રહી છે. ટુકમાં, સરોષનાજ ભાનમાં, પાક અહુરા વસીલો ચલાવી રહયો છે.

મનુષ્ય, સમજે છે કે, તેની પેદાયશમાં ખુદ અહુરાનીજ શાન, અને શોકટ ભરી છે, છતાં, સામે આવતા જીવ માટે અદેખાઇ કાંય ? રિશ કાંય ? એટલુંજ કે, સરોષના સીંધ્ધાંતો, તે સામ સામે આવેલા જીવોમાં, કાંઇક દરજ્જે, ઓછા હોવા જોઇએ.

જેઓ સમજે છે, કે, પાક સરોષ, તેઓના તનમા, મનમા, અને રગેરગમાં છે, તેઓ, બીજાંનું ભલું, છુપી રીતે કરતા રહી, પોતે, અળખામણામાં લેખવવા, મોજ માને છે; કારણકે, તેવી મોજમાં, તેઓ પોતાનું ઉરવાન ખિલાવે છે, જે ઉરવાનની ખિલવણીથીજ તેઓનો મદ અને ગુરૂર સમી જાયે છે. તેના ભાન ઉપર ઉમંગનો રંગ પાથરી દેવાથી, તેઓ એવા ઉંચા દરજ્જા ઉપર આવી ચઢે છે, કે, ઘણીક વેળા, તેઓની આસપાસ કાંઇ અનદીઠા ભાવો, તેઓના હૃદયમાં અઠડતાં હોય, તેમ લાગવાથી, તેઓ, સાવધ રહેતાં શિખે છે. જેવોએ, બુલંદ સરોષની સેવા કરી છે, કરતા રહયાં છે, તેઓની આત્મિક શક્તિનું બળ, બીજાના ઉતાવલા ભાન કરતાં ઘણું ચઢીયાતુ, તેમજ કુશળ હોય છે, ધીરજના ધોધ, તેઓના હૈડામા રેડાયા જાય છે. પાક સરોષને નમવામાં, આ મ્હાન જાગૃણમાં, જીવ જોગતો થાય છે.

જો સરોષની સેવાથી ભલું ચિત્ત પેદા થયું, તો, ભલુ પ્રિત પ્રળય રહેશે, અને, ગમે એવી આફતમાંથી કશી પણ બીક યા ચિંતા વિના, તે જીવ પસાર થતો ખુશાલ આગળ વધતો જશે. જેઓએ જ્ઞાનની દિક્ષા મેલવી છે, તો તે પ્રતાપ, એકલા સરોષથીજ હોઇ શકે, કારણ કે, જ્ઞાન, અને ડહાપણનો દેલાવર દોસ્ત, તે પાક બહમન છે, અને, જ્યાં ઉંચી ક્રવષી વહેતી રહી છે, ત્યાં બહમનની બરકત સાથેજ રહી છે. આ બે મોટી શક્તિથી, ઉંચ ભક્તિ કર્યા વિના, તે જીવ કેમ પછાત રહેશે ? એવી ભક્તી મલેલી હોવાથી મોતને, તે નવા જાગૃણમાં, હમેશગીનું જીવન મલે છે, અને ખુશભક્તિ ભર્યો, અને ખુશાલીથી પમરતો, રહેલો, તે જીવ, અહુરાના કામને વખાણતો, ખુદ અહુરાનો પ્યારો દોસ્ત બને છે.

તે નેક ભક્ત, સરોષની બુલંદ હોશમા, બહેમનની બખતાવર જ્ઞાની

બખતાવરીમાં, સફળ સફર કરતો, જીંદગીના નાવ ઉપર, ઉંચા ભાવોના, ઉંચા દાવ સાથે, જીત મેલવતો રહેશે.

કવિઓ કળાવંત કળીઓ કયાંથી લખેછે? પુંજારી ઉત્તમ ગણગણાટ કયાંથી કરે છે? નવિન રોશનીનો ચિતાર કયાંથી અને કેવું મન જોય છે? એવા સવાલોના જવાબ દેવા, સરોષ ની સેવા ગાવી અવશ્ય છે, જેઓને સરોષની પ્રાપ્તી થઇ નથી, તેઓ બીજાને માનવાના નથી, માનશે નહી, પણ અફસોસ સાથ, નિચાણમાં તણાઇ જઇ, બુરી શકિતના ધાર ખોડતા, ખુદ પોતાનેજ દાતવાનો સામાન તૈયાર કરશે.

જયાં દયા હોય છે, ત્યાં સરોષની સેવા ઉપર પાયો થયલો હોવો જોઇએ. ત્યાં ગમનો દમ સ્વાસ લેતો નથી. ત્યાં ગરીબાઇ શ્રાપ મનાતી નથી. ત્યાં બલાના વાદલા વિંખરાતા રહેશે.

ઉચી ફરવષી વાલો, ઉંચા ખ્યાલને ખિલાવી બનેલો ગુણી, સરોષની સેવામાં પાક સ્પિતામા જરાથુસ્ત્રાની નામદારી ગવાડશે. કારણકે, દીનની મોતેબરી ત્યાં આવી ચહેલી હોવાથી સ્પિતામાની યાદી ગવાઇ રહી છે. જેઓએ સરોષ ઉપર તન, મન, અને આત્મા આપી દીધાં, ત્યાં રવાનને ઉત્તમ રાહ મલશેજ.

અંધાપો રહેશે નહી, કે જયાં સરોષ દાખલ થયો છે. રડવાનો આશ રાખશો નહી, કે જયાં સરોષની સ્વારી ઉત્તમ ખ્યાલાતથી સિંગારી દીધી છે. ખુદ શરોષ ચલકતી બતી, યા મસાલ માફક, દરેક દુખને દુર રાખશે. બદ ખસલતના પ્રાણોથી મુકાબલો નહી કરવા શિખાડશે. શત્રુને, પોતાથી ઘણો દુર રાખશે, કારણકે, એવા ગુણોથી ભરપુર થયલો પ્રાણ, પાક બહેરામનો મદદ મેલવે છે. સરોષથી, જીગરનો ઉંચો આતષ ખિલતો થવાથી, ખુદ આતષ, તમોને બુલંદ હાલના દાવા ઉપર તેડી જશે, જેથી, તન, અને મનની ઉચી ક્રિયાથી, તેનું ભિત્તરનું તેજ, યાને ચલકાત, તમારા ચહેરા ઉપર દિપ્તું કરશે. જેઓ જોશે, તેઓને તમારા ઉપર ભરૂશોજ આવશે. અલબત, જયાં સરોષની સેવાની પિછાણ કરવાની કાંઇક પણ શકિત પ્રાપ્ત થઇ હોય તોજ !

છતાં દ્રવ્યે, છતી સંતતીએ, જો કોઇ દુખી હોય, તો, ખરેજ, સરોષ-થીજ વેગલો હોવો જોઇએ. જેમ બે મ્હાન ચકકરનાં દાંતાં એકમેકનાં, વખતે વખત મલવાથી, સરળ ગતિમાં, ફરતાં ફરે છે, પણ જેવા દાંતાં, તુટેલાં આવેછે, ત્યાંથી ફરતા, ચકકરને, સરળથી ફરવાં ઢીલ પડેછે, તેમ, બે જીવોને, સામ સામે આવતા અડાઆમણ થાય છે, તેની મતલબ, એજ કે, બે માહેથી એકમાં, સરોષની ભક્તિ કમી હોવી જોઇએ. જીવ આત્માએ આગળ

વધવું કે પાછળ હઠવું, તેનો આધાર, તે પાક સરોષ પર રહે છે. જેઓ સરોષથી વેગલા રહેશે, તેઓ સુખની શિતળ છાંયા નહી મેલવશે. અહુરનો દરવાજો ક્યાંથી મેલવશે, કારણકે ત્યાં જવાની, અને, તે રસ્તાની માહીતી મેળવવાની એકલી ચાવી, તે પાક સરોષની સેવા છે. જેવા યંત્રો સારાં હોય, તેવાં તેનાં કામો સરસ નિકલે, તેમ, સરોષની જેટલી બુલંદી વધારતા રેહેશો, તેટલાંજ પ્રમાણમા, આગલ રસતો કાપતાં થશો, ચપળ, અને તેજ થશો, ચાલાક, અને કળાવંત થશો, થોડાજ વખતમાં, બાર ઘણાં વખત જેટલું કામ આતોપી બેશો. જેટલી સરોષની સેવા કુશળ થઇ હોય, તેટલીજ શક્તિ ભક્તિની વધેલી ગણાશે, અને, જ્યાં કોઇ કાંઇ દેખી શકતું નથી, ત્યાં, દ્રષ્ટિ મર્યાદા, ઓહોલા ભાનવાલી થશે. સ્વચ્છ મન, ઉંડા ભાન માટે મન ઉપર સ્થાન કરશે, ઉંચું મન, બીકત બાબદો સમજાવવામાં સરલતા ધરશે. ધીરજ સાથે હોવાથી, તરતમાં ઘણું સંભારી શકાશે. ઉતાવલની અગનીનો અંગાર સરોષની બુલંદ શક્તિની શિતલતાથી, થંડો રાખા શકવાથી, દરેક ગુંચવણમાં વીટં જોતાં તેને સુધારવા વીલંબ લાગશે નહી. દુન્યાની મોજના કોટ ચઢાવવા કરતા, મિનોઇ મથનો સદાનો સિંગાર સજાવવા, સરોષની બેમુળ સેવાનો સંબંધ સાંધો।

જીવનમા, જેઓ, સરોષનેજ ખુશ કરવાના માર્ગો પસંદ કરી રહ્યાં હોય, તેઓને અનંત કાળનો ફાણુસજ મલ્યો સમજવો, અને, જેટલું તેનું બળ ભારે, તેટલો, સરોષ તેના હદ પ્રમાણે આગળ લઇ ચાલતો થશે.પણ, જ્યાં તે બળનો તત્વજ કમી, ત્યાં માર્ગમા ગમી આવી પડે. હમેશની અજ્ઞાન હાલતમાં રીબવું પડે, જમાનાઓ સુધી સુખનો, મિનોઇ સુખનો સુર્ય ઢંકાતો રહે, તેમાં ભૂલ કોઇનીજ નહી કહેવાય, ફકત, આત્મા, જે મનના હાથમાં આવ્યો હતો, તે મનનેજ માત્ર ખમવું પડે.

દાદાર અહુરાએ, જીવ આત્માને શક્તિ આપી છે, તે શક્તિ તે મ્હાન બાપની પિછાણ કરવા માટેજ આપી છે, પણ, જયારે, હઝારો સાલ, અને જમાનાઓ સુધી ખુદ, અને ખુદીનીજ પરસતીશ ચાલી રહી છે, ત્યારે, દાદારના દરબારનું નુર જેવાનું દુર જાય, એમા ટપકો, કોણે મળે ? એકલા આત્માના મનનેજ ?

એક માણસને, તરવાનો હુન્નર બહુજ કુનેહભર્યો આવડે છે, એકવાર તે, કિનારાની પાળ ઉપર બેમન ઉભો હોય, અને, પાછળથી કોઇના હડસેલાથી, તેને પાણીમા નાખી દેવામાં આવ્યો. પડતાંજ ત લગાર ગુંચવાશે, પણ તરતજ સાવધાણ થઇ, પોતાની તરવાની શક્તિથી, તે, કિનારા ઉપર પાર તરી આવશે.

પરંતુ જ્યાં તેવી શકિત ખિલેલી નજ હોય, અને, તેને કોઇથી, ઉપલા માફક હડસેલવામાં આવ્યો હોય, તો પેલાના હાલ શા ? તે કેમ તરશે ? કેવો ગુંચવાશે ! કેવો તફડાતફડી કરશે, સિવાયે, કે જેને હડસેલો દીધો હો, તેજ દયા લઇ, બચાવે, નહી તો પેલાનો હાલ શો ? તેજ પ્રમાણે, જેઓએ સરોષની આરાધના જીવનમા કરી હોય, અને, સદાનો કહેવાતો ઉધનો આંચકો યાને મોત મેળવતાં તેઓ બીન દહેસ્તથી સાવધાણુ રહેલાં છે, તેઓ, સહેલાઇથી, તે પછીનો માર્ગ કાપતા થશે, પરંતુ, જેને સરોષની પાસબાની કરી નથી, બુલંદી ગાઇ નથી, તેનુ મરણ નિપજતાં, પેલા બીન અનુભવી તરનાર જેવુજ થઇ પડશે, સિવાયે, કે કોઇ, તેરવનાર હાજર હોય. તેજ પ્રમાણે, મરણ વખતની સરોષની બુલંદ ક્રિયા કરવાનો, મ્હાન, અને ગુપ્ત ભેદથી ભરેલો, કાયદો, જરથોસ્તી દિનમાં ફરમાવ્યો છે. જેમ, પેલા નહી તરવાની શકિત ધરાવનાર પાસથી, બચાવ વખતે, બેમુલ દામ મલે તોજ બચાવ થાય, અને નહીતો, તેનુ શુ થાય, તેવા ભાવમાં, કેવો ભય મળે છે, તેજ પ્રમાણે ગરીબનું મરણ થતાં, ક્રિયા કામનો દામ, હદથી જ્યાદા મલે તોજ થાય, તો, તે કાયમનો જવાબ પાક અહુરાનેજ સોપવા ઠીક છે. પણ દરેક ઇન્સાનની ફરજ છે કે, તેને જીવનમાં પાર તરવુ હોય, તો પાક સરોષની સેવા ગાવી, અને, તે ઉપર અમલ કરવો, કે વમલમાં વીંટ આવ્યાથી, તે વેળા ઉપાય થતો આવે. તે સેવા, સત્ય સેવામાં, રીતી નીતિમા, પરસપરતું દુખ ટાળવામાં, બીજાને માટે, પ્રાણને તૈયાર રાખવામાંજ છે.

બાપ અને બેટાના ઉત્તમ સંબંધમાં, મા અને દિકરીના ઉત્તમ સગપનમાં, બે ભાઇના મેલાપમાં બે મિત્રોના નિખાલેસ ભાવમા, જે અઠડામણ થઇ આવે છે, તો, તેનુ કારણ બન્નેની સરોષની શક્તિમાં, મલતાપણું ખુંટયુ હોયલુજ જાણવું. જ્યાં સરળ માર્ગ, ઉત્તમ પ્રિતના પાત્રો, ભજવાતાં ચાલ્યા જોવામાં આવે છે, તો સરોષની મહાન રચનાનો પાયો, ત્યાં હોવોજ જોઇએ. સરોષની સેવા કરવામાં જીંદગીની જોતને જોગવતાં રહેજો. ભલું કરતાં, ત્યાંથી ભલાઇ પાછી ન ફરે, તેથી ડર નહી લાવશો, પણ સરોષનીજ સેવા ગાવા તૈયાર રહેશો. જે, આ જગતની ફેરી માંહેથી પસાર થવાનુજ હોય, જે, તેની તકલીદી ચીજે આખેર તજીને જવાનુજ હોય, જે રૂડા કામ માટે, કોઇ એ કરતાં વધારે પસંદ કરવા લાયક ભુમી ઉપર જવાનો કોઇ ખ્યાલ આપતુજ હોય, તો યાદજ રાખવુ, કે, તેવું પાર લઇ જવાનુ કામ કરનાર, અને એવી આનંદી ભૂમી ઉપર સહેલથી મુશાફરી કરાવી લઇ જનાર ભોમ્યો, રાહબર, તે, દોસ્ત સરોષ સીવા બીજો કોઇ હોઇ શકે નહી. પાક સરોષને ગાતા રહો ! દીન,

અને ધરમ સાચવતાં રહો ! નેકીમાં સામેલ થઇ સામેલ કરાવવા પ્રયત્ન ગાતાં રહો ! પ્રિત આપી દુખ મેલવતા, અફસોસ લાવતા ના ! પણ સરોષનાજ ફળ ઉપર મન લગાડજો ! જો ભલુ કરતા, ભુંડુ મલ્યુ, તો યાદજ રાખજો કે, પાક સરોષના પ્રતાપથી, એટલુંજ ખમી, તમો જન્મના દુખી થતા છુટયાં છો. જો ઉત્તમ પ્રિત દેખાડી, ત્યાંથી અપ્રિત ભાવનો દાવ મલ્યો, તો યાદજ રાખજો, કે, તે પ્રિત, ખરૂ પ્રિત ન હતુ, તકલીદી હતું ફકત, ખુરશેદના પ્રકાશનો કોઇ જગ્યા પર પડેલાં ફરી આભાશના પ્રકાશ સમાન હતું, માટે, સદાના, ત્યાં દુખી થતાં છુટી ગયાં છો, એમજ સમજવાથી, તમારા સરોષનોજ ઉપકાર ગાતા રહેજો. સરોષને ગાતા, સરોષની સેવા કરતા જે સુખો મલતા રહેશે, તે, બુલંદ બળના સરોષનીજ પસંદગીનાજ સમજવાં અને, તે ઉપર ચિત્ત લગાડવાથી, પાક અહુરા તરફનુ ઉત્તમ પ્રિત, તમારાજ ભાગ્યના ભાગ ઉપર સિદ્ધ છે.

આ ગેતિમાં, દરેક કામ, ગમે એવા હોય, પણ તે માહેથી ધીરજ અને ખંત સાથે, પસાર થવાનુજ છે. ભકિત કરવી, આપણો લાભ છે. તે લાભનો લાગ પ્રથમ સંપદાન કરવા સિવાય બીજાની સેવાની ભકિત કરવા શક્તિ કયાંથીજ મળશે ? તૈયારી પ્રથમ, આપણામાંજ હોવી જોઇએ, ભૂલ પ્રથમ આપણામાજ સુધારવી જોઈએ. તે સુધરતાંજ, આપણું સ્વસ્થ મન, બીજામાં, નાહકની ભુલ જોઇ લેવાની તબીયેતમાં ઘણો સુધારો કરાવશે, જેથી ત્યાં શક ન લઇ જવાવાથી, આપણે બીજાના માર્ગમા આવતા, આપણા સ્વસ્થ, અને સ્વચ્છ, મનની તૈયારીથી, સરળતાંજ જોઇ વલીશું. એ સઘળાં ગુણો પાક સરોષની સેવાથીજ પ્રાપ્ત થશે. સરોષથીજ સુખ, અને સંપત મળશે, સરોષથી, ફ્રવષી, ઉરવાન, મન, અને આત્મા આગળ વધી દાદારના દરવાજા જોઇ વલી, મિનોઇનો બાર જોશે.

જન્મ સમય વખતની અજ્ઞાનતામા, પ્રથમ રોશનીનુ બીજ, સરોષથી સરૂ થતા, જો જીવ આત્મા, તેને ઉછેરવા ખાતર, આતુરતાઈનું પાણી છીંટવા હોશ રાખે, તો શુભ ભાવના કામ કરવાનુ બીજું પગઠીયું હાસેલ કરી શકે છે. તેમ કરતાં કરતાં, મન નકલ કરવાની ગતી ઉપર ચઢતું જાય છે, અને નકલ, જ્યારે સારાં કાર્યોની કરવા પ્રયત્ન થાય ત્યારે ત્રીજું પગઠીયું હાસેલ થઇ, સરોષ સેવાનો સાથ અંકાય છે. તેમ કરવાથી ભાન ખિલતું રહી, ઉંચ ભાન, અને ઉંચતાંણનો અવાઝ સાંભલતું રહી, ચોથા વર્ગની સીમા ઉપર આવી ચઢે છે. જે વેળા અનદીઠ વાણા જોયાં અને શોધવા હૈડાથી ઉદ્દળા મારે છે, તેજ સમય જો હોશ ચાલુ રહ્યો છે, તો ગુરૂને શોધવા તૈયાર થાય છે, જે પાંચમાં ભાગમા ગુરૂના હાથ નીચે, મન ઉચ

કાર્ય રીતી જોઇ વલી, આત્માની ઉન્નતીનુ-છઠું સ્થાન જોવા નૂર-બંદ થાય છે, અને, ત્યારેજ પાક સરોષની સાથમાં જે અનુભવ્યું હોય, તે ઉંચ ગતીમા, નવા સ્થાનમા નવીંનતા અનુભવમાં લઇ, છઠ્ઠા સ્થાનની સીમા તરફ પાર ઉતરી સાતમા સ્થાનમાં સચ્ચાઇ, અહુરાના ભાનમા એક તાર થઈ, ફ્રવષીની ઉંચ બુલંદી સાથે ઉચ આત્મિક બળનો તેજસ્વી પ્રકાશ લેતો, અને, આપતો ભાવ પેદા થએલા અનુભવમાં આવશેજ, એવા નર નારીઓ, હર વેળા જગમાં હતાં, છે, અને રહેશે, પણ તેઓને દરેક જન પિછાણશે એ બનવાજોગ નથી. પિછાણ કરવા માટે, તેવા ખ્યાલો વગર શકિત કયાંથી ? જુગારીની, બાર પોઆરની, હાવભાવની તેજીમાં, બંદગીના બળમાં પડેલા ભકિત કરનાર માટે ખ્યાલાત શી ? કુછંડ ભાવમાં દમ મારતી ભામિની, તે સતી સરીતાની હરિફાઇમાં કેમ ઉતરશે ? બાળ વર્ગનો જ્યાં પાયો નહી, તે પાઠશાળાના વિષેયોની કિમ્મત કેમ આંકશે ? જેને ગુરૂને જાણ્યો નથી, માનમાં આણ્યો નથી તે ખુદ શિષ્યની ફરજ કેમ સમજશે ? ત્યાંથી કેમ આગળ વધશે ? એવાં હઝારો બીન અનુભવીઓનાં અજ્ઞાનતાથી ભરેલા સ્વાલોના જવાબો આપવાને બદલે, પેલા ઉંચ આત્મિક બળના નર અને નારીઓ, ફકત એકલો, અને ઉત્તમ ગુંણ ધરાવે છે, તે ચૂપકીદીનો છે. માટે સરોષને ગાવો, યાદ કરો, અને આનંદ રહો ! જેથી અંત સમય આપણા આત્માને, જેબી કાઇ દરજજે, યા સ્થાને જવા જેવું હોય, તો, યાદ રાખવુ કે, દાદાર, પાક અહુરાને ભાવતુંજ હશે. આમીન.—

જે ઉંચુ ભાન, મ્હાજ્ઞાનીઓનુ કહેવાય છે, તે આપણા વહેવારૂ અને સાદા જ્ઞાનથી વેગળુંજ છે. તે ભાન ત્યારે ખિલે છે, કે, જયારે, ઇન્સાન, પોતાનો જીદ, હઠ, હીર્ષા છોડી દે છે, બીજાના ભલામા હાથ ધરે છે, બીજાના આશુઓ પડતાં અટકાવે છે, બીજાના સુખના બઝાર ઉઘાડી આપવા તૈયાર રહે છે. એ ભાન એખલા, ભણતરથી, અને હઝારો પુસ્તકની નોંધ વાંચી મેલવાશે નહી. એ જ્ઞાન, આપણા ચાલતા માર્ગમા, જગ સેવાથીજ ભિતરથી પ્રકાશ લેશે. તેજ જ્ઞાન, તે આત્મિક જ્ઞાન, કે, જે પ્રાપ્ત થવાથીજ સરોષ પ્રાપ્ત થયલોજ મનાય, દરેક આશામાં નિર્મળ મનનો ઉભરો વહેતો થવા દેવો. હરેક નવલા કોણ જમે છે, તેજ દમમાં ધરી ખુશ મન રાખવુ, એવા કાર્યોથીજ પાક સરોષની સેવા અંકાશે, તેની મદદ મેલવાશે, તેની રાહબરીથી મીનોઇના મઠનુ મૂળ મલશે, અને, આત્મા શુધ્ધ ભાવ ભરતો આગલ વહેતો રહેશે.

"હતો જે રંક કમાયો લાખ—કમાઇ લાખ કીધાં દસ લાખ
થયાં તે લાખના વીસ લાખ—થયો રે અંતમાં, તે ખાક !

નથી કો જગ રહેવાનું—નથી રહેવા કો દેવાનું
કશું અંતે ન દેવાનું—અરે ઓ તું, બધું એ ભાખ !
જનમતા વારની સંગાત—દીધી છે, નેક સરોષે સાથ
કિરણો નેક તું દિલ રાખ—મરણમાં, તે દીયે સંગાથ
સરોષના સાથનો સિંગાર—અહુરે આપ્યો આ તાર
નમી, તું નેકમાં વિચાર—મિનોની મોજને તું રાખ !
સરોષ સિવા નહી ઠરશે—ખરી એ માનતા તું રાખ
બની જે જીવની દોરી—ભરી છે અહુરની ત્યાં શાખ.

## મોનાજાત.

અહુરનો નાદ—તેના ધ્વજો—તેની સરદારી.

નમું હું સરોષ, ઓ મહારા ચેરાગ—તુંથીજ પામે જીવન રાગ નાદ
અવલથી આખેર, ત્હારી ગરજ—ઉરવાન મ્હારૂં ખિલે રજ રજ
હઝારો ધ્વજો-ફરે પળમાં—દીપે અરે રંગ ખરે કળના
નાદોના નાદોમાં ભર્યાં અરે—હઝારો ખુબીના વાણા ખરે
નાદોમાં ભર્યા રંગો હઝાર—જેથી ખિલશે ખુબીવંત તાર
દિયે સાથ તું તો, જન્મે ખરો—મરણ સાથમાં તું પાસે ખડો
હઝારો જે અહુરની ધ્વજો ફરે—તેમાં સરોષ પાસબાની કરે

જાણે અહુરા-સરોષનાંજ બાનમાં ખિલે છે.

ખરે અહુર ખેલે તુંજ બાનમાં—હઝારો સુખોની રૂડી તાણમાં
હઝારો ભરેલાં ગુણો ગ્નાનમાં—પમરતાં રહયાં, સરોષ ગ્નાનમાં

ભલે સરોષ, મારા તનમાં, મનમાં, અને રગેરગમાં છે.

અરે ઓ સરોષ, તું છે તનમાં, મહારા રૂડા, ને ભલાં મનમાં
તુંથીજ ઉરવાન ખિલશે જરૂર—તુંથીજ જાશે મદ ને ગુરૂર
જન્મથીજ ત્હારી મદદછે અરે—તેથીજ નેકી ને બરકત ખરે
દમ જે ભરે મન, ત્હારી ઉપર,—તેનું ખિલાવે ચપલ તેજ સર.
મહારી તું પાસે ફરે વારવાર,—સિંગાર દે તું રૂડા હઝાર.
અમારૂં ખિલે બાન તુંજ ભાવમાં—ખિલી રહે છે અહુર દાવમાં
અનદીઠ આકાર—મન પર ભમે—તુંને, સરોષ, ઓ જે કોઇ નમે.

ઉત્તમ મન, અને ચિત્ત, સરોષનીજ સેવાથી મળશે.

અરે ઓ સરોષ, ભલું હીત દે—મ્હારૂં અરે ચીત્ત, અહુર પ્રિત દે
તુંથીજ ગ્નાની અને હોંશ છે—જીવન જાણે ખરો હોંશ છે

અરે જોશ રાખે, જે ત્હારી ઉપર—બહમન બરકત ધરે સીર પર
ત્હારી ખુબી લઇ, બાહેર થશે—દાનીને જ્ઞાનીનો સાહેર થશે
બાહેર થઇને અમર જીવ થાય—અંતે અહુરની કીરત ગાયે
ખરો જે ભક્ત, તે તુંજ આશમાં—તે તો ભટકશે તુંજ પાસમાં
કરશે તુંને યાદ પળપળવાર—થાસે સદા શાદ જગંજગ દવાર

### ઉત્તમ ભાન, અને આત્મીક આશાની બુલંદી સરોષથી વધરોજ.

કવિની કળામાં તુંજની સલાહ—હર કામ કરશે, તુંથીજ ભલા
જોશે નવીન રોશની તે હઝાર—દે નેકનામીનાં કામો હઝાર
રહમ જ્યાં મળે ત્યાં તુંજ હાજરી—મળે તું સિવા‾ના દુવા જરી
ગમ ત્યાં કદી દમ ભરતો નથી—કદિ દુઃખ દેવા તે થરતો નથી.
બળા હોય જ્યાં, તે તું કાપશે—ભલા ભાગનું તું ભલું ભાખશે.

### જરથોસ્તેએ ત્હારી સેવા કરી.

સેવા જરથુસ્તે રહારી કીધી—ન્યારા ગુણોની ચાવી લીધી
શોધી બધામાં ત્હારી ગતિ—મહજબની તેને દીધી મતિ
અરે ઓ સરોષ, ભલો નેક યાર—હમારાં રવાનો કરજે તું પાર
અગર હોય તન, મુજ લાખો હઝાર—તો હું કરીશ, ઓ તુંપે નિસાર

### સરોષ, બધાજ હોંશ ખોલશે.

સરોષ ખોલે અંધકાર હોએ—હસાવે સરોષ, જ્યાં કોઇ રોય
સરોષ બનેછ ચળકતી મસાળ—રગેરગમાં બને લોહી લાલ.
ભરેલી સરોષે, અહુર હોંશ લાખ—દરૂજીને કરશે તે હરરોજ ખાક
સરોષ લાવે, મહેરને તું પાસ—બહેરામતું બળ અને હોંશ ખાસ
સરોષથીજ આતષી ખિલશે નુર—પામે તું અરદીબેસ્તનુંજ શુર
રસને બનશે ખરો દોસ્ત યાર—શોભા દેશે જીવને હઝાર.

### સરોષના લણતર સિવા કરાર મળરોજ નહીં.

કદી તે જીવમાં, ન થાશે કરાર—જે ચાહીને બનશે નહિં તાબેદાર
કદી તે જીવ ના પામે કરાર—હમેંશ બનશે તે ગેતિએ ઠાર
જોશે કદીના અહુરનોજ દવાર—ઝુલમી અવાજે રહે તેજ બાર
કદી કોઇ અહુર પાસ જાશે નહિં—સેવા સરોષની જે ગાશે નહિં
કળાથી ભરેલું જે મન હોય—તેઓ હંમેશ અહુર માર્ગ જોયે
મહેર અને પ્રિત તેજ આપશે—વીજળીક જેવું બળ ચાખશે

દાન કરવા દે તે ઇલાજ--રાખે, સબુરી, ઇઝત ને લાઝ
ગેતિમાં હરદમ રૂડા ભાવ દિઓ--રૂડા કામ કરવા વિચારીજ લ્યો
તેથીજ જીવને બુલંદ રાખશો—નેકી નમનમાં ફળ ચાખશો
ચાખો અરે શુભ ભાવો અનેક--ચાખો ઇઝત માન રોશન નેક
મદદમાં લ્યો એ સરોષ દોષ્તને--બુધ્ધિજ દેશે મીનોઇ હોંસ્ને
દિપાવો અરે દીન સરોષથી ખાસ—અહુર કરી દે-પાર હોંશ આશ

પ્રથમ ભકિત.

અહુર યાદ રાખ મન—અહુર યાદ મન
તેમાંજ ચાક કર—હારૂંજ તન
નમન શરમ પાળ—કરમ ધરમ ટાળ
તરીકતોને ચલણુ ધલણુ છલક હલક મલક મલક
પળક પળક ગણુ—અહુર યાદ મન—અહુર
પરમ અર્થે દે તું—હારૂંજ તન
કપટ ક્રોધ કાપવા—લે નિત રંજ
અચલ ન્યાયે પાળવા—ધર તુંજ મન—અહુર
જરથોશ્ત જાન છે—તેનેજ માન
તેજ એક દિલજાન—ધરમીનો જાન
મહજબ સોંપી જાય—તેજ તું જાણુ
મિનોઇ મોજની ચાખી લે ભાન—અહુર

સરોષની સેવા કરવા માટે, સુધ સતના કામ કરવા જેહમત કરવી જોઇએ.

રાગ દેશકાર. (ઠાઠ ખીલાવલ.) ત્રીતાલ.

સતનું કામ ઉધ્ધાર તું કર-વિના સાચ શુભ ભર નહિં સંગત.
તજમનની હઠ સુધ કર સૂંદર-ઝટ ચરણા પર ગુણીગુણુ ધર ભર=સતકે
જો સઉ પાઠ ધરે જગમાં નર-સરોષ જ્ઞાન ભરે અતી સૂંદર
નેક ખ્યાલ ધર પ્રેમ સૂરસ પર-પામ મધુર ઉજાસ તું મુખભર=સતકે

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| સ ત નું × | કા × મ ઉ | ધ્ધા× × ર | તું × ક ર |
| પ ગ પ × | પ × ધ પ | ધ × × પ | ધ × પ પ |
| વિ ના × સા | × ચ શુ ભ | ભ ર નહિં | સં × ગ ત |
| ધ ધ સા ધ | × પ ધ પ | ગ પ ધ પ | ગરેસાસા |
| ત જ મ ન | ની × હ ઠ | સુ ધ ક ર | સું × દ ર |
| સાસા રે રે | ગ × પ પ | ધ ધ ધ પ | સા ×સાધ |

| | | | |
|---|---|---|---|
| ઝ ટ ચ ર | ણુ × પ ર | ગુ ણી ગુ ણ | ધ ર ભ ર |
| સાસા ગ ર | સા રે સાધ | પ પ ધ પ | ગ રેસાસા= |

## અંતરો.

| | | | |
|---|---|---|---|
| જો × સ ઉ | પા × ઠ ધ | રે × જ ગ | માં × ન ર |
| પ × ગ ગ | પ × ધ ધ | સા× સાસા | સારેસાસા |
| સ × રો ષ | ગ્રા × ન ભ | રે × અ તિ | સું × દ ર |
| સા × ધ ધ | સા×સાસા | સારે સા રે | સા× પ ધ |
| ને × કુખ્યા | × લ ધ ર | પ્રે × મ સુ | ર સ પ ર |
| ગ × ગ પ | × પ પ પ | ધ × ધ પ | ધ × પ પ |
| પા × મ મ | ધુ ર ઉ × | જા× સ તું | મુ ખ પ ર |
| સા × ગ રે | સારે સા × | પ × ધ પ | ગ રેસાસા |

આ સંગીત પંડીત ભારતખંડેજીના સંગીત માલીકા ૧૪ મા ભાગના ૨૧ મા પાના ઉપરથી બાંધ્યું છે.

સરોષને નમન કરવાથી જગતમા નરનારીઓ કેવાં સુખી થયા છે.

ઓ સરોષ પાક બળવાન—નમું હું તમને
ઓ સરોષ પાક ગુણવાન—નમું હું તમને
ઓ સરોષ પાક મહેરબાન— બચાવે અમને
તું જન્મ ભાવથી–મરણ કાંઠે–સાથ દીયે અમને =

તન મહારૂ કરૂં અર્પણ=તું દીયે પળે દર્શન
જીવ કરે રોજ તર્પણ=ઓ નશીબ હમારૂં વાહ–બુલંદી પામે
હું નમન ભાવથી—પ્રાણ ધરીને દુવા દઉ તમને =

લાખો જગમાં થયાં સતવાન—નમીને તુંને
સદ લાખો થયા ધરમાંન—નમીને તુંને
સૌ પાળી લીયે ફરમાન—નમીને તુંને
તું ફવષીને બુલંદ બનાવી—સુખ દીયે મનને =

મન ધરજો પાક દિનદાર—એ સરોષ થાય દિલદાર
જે ચિનવદ કરશે પાર—તમ જાશો અહુરા બાર
દીન યકીન ધરજો બા—ખુરેહના ભારે–તમ અંત સમયમાં
—સુખરૂપ થાશો—દુર કરી ગમને=

આ પાક સરોષની સેવા સોંપનાર, નેક રાહબર તે સ્પિતામા જરથુશ્ત્રા હતો,
જેને હઝારો સાલ વહી ગયા છતાં, આપણા કામમા, તે જીવતો જાગત છે.

જરથોસ્ત જીવના જોતી

નાની વાતે મહત્વ ભરી—દીધી શીખ મોટી મોટી=જરથુસ્ત્ર
"હુમતની" વાણી અરે—દીધી તેં જગ જગે
શ્રેષ્ઠાઇની ખુરેહ વાહ સ્થળે સ્થળ મધ મધે
પમરતા ગુણો, જેના વર્ષો થયાં જાતા નથી=જરથોસ્ત
અહુરાના ખાસ હુકમો—લઇને તું ગેતીમાં આયો (આવ્યો)
ભલે કંઇક સાલ ગયા—થર્યો તું દાહયામાં દાહયો
ખુશીઅતના મોહમાં પડી. સખ્ખી ખેંચી બન્યો ભોગી—જરથોસ્ત
"સત્ય, પ્રેમ, સંપનો," તો કેવળ તુંજ પંથ હતો
ખંતીલો તુ મંત હતો સંતનો તુ સંત હતો
સાલ પર સાલ વળ્યા આલમ રહી તુંજ શાનને જોતી=જરથોસ્ત
ચહાવુ છે મ્હારૂ એવુ ત્હારૂ સહુ માને કહ્યુ
રાહે તુંજ ચાલે તો—સંતાપનું ગાડુંજ ગયુ
એવી આબાદી ફળે—તે જોવા હુ ઉભો ખોટી=જરથોસ્ત

નોટેશન જુવો પાનું ૧૫ મિનોઇ મનાહ

સરોષ સાથે પ્રિત હિવ રાખો, અને જીંદગી સફળજ થશે.

માંડ.

પ્રિત તમે જોડો સરોષ સંગાથ—હોશ સત જોશો, કાઇ ના ખોહશો
એવો—તે અહુરનો આશ=પ્રિત.
જેની બુલંદી—પાર વિનાની—છેડો છે—મિનોઇ પાસ
તે કરશે ને ભરશેજ, ફુલો સુવાશ=પ્રિત.
તેના નમને—નવસુ રતન છે—અહોનો ઉત્તમ પ્રકાશ
તે રેહશે, ને દેશેજ—ઉંચો સુઆશ=પ્રિત.
સાથી તમારો તેજ ખરો—જન્મ મરણ પાસ
તે ફરશે, ને ભરશેજ—જતન બરદાશ=પ્રિત.

| | | | |
|---|---|---|---|
| ૨ | ૦ | ૩ | × |
| પ્રિ ત ત મે | જો ડો × × | સ રો ષ સં | ગા × × ઠ |
| સા સા સા રે | પ મ° × × | ગ ગ × રે | સા × × × |
| હો શ સ ત | જો × શો × | કા ઇ × ન | ખો હ શો × |
| પ ધ ધ ધ | ધ × ધ મ° | મ° પ × પ | પ × × × |
| એ વો × તે | એ વો × છે | યા × × × | × × × ર=પ્રિત. |
| ગ ગ × રે | ગ ગ × રે | સા × × × | સા × × × |

| | | | |
|---|---|---|---|
| તે ની × ખુ | લં × દી × | પા ર × વિ | ના × ની × |
| મ°મ × મ° | મ°× મ° × | પ પ × પ | ધ ની ની × |
| છે ડો × છે | મિ નો × ઇ | પા × × × | × × સ, તે |
| પ ધ × પ | પ ની × ધ | પ × × × | પ × × ધ |
| ક ર શે ને | ભ ર શે જ | ફુ લો × સુ | વા × × સ=પ્રિત. |
| ધ ની°× ધ | પ ધ × પ | મ°ગ × ર | સા × × ×= |

દમ દમ બાન દિપાવો=પળપળ જાન ઝુંકાવો,
સરોષ સેવા ગાવો—ઓ ભાઇ સરોષ સેવા ગાવો—ગાવો=દમ
માજદીયસ્ની રહજ્બના મીત=મઝાદા મોટાઇ માનો
ધરમ ધામો પ્રીતે પ્યાલો=જરથુસ્ત્ર જેમ ધીકાવો ધીકાવો=સરોષ
અષો રૂહના અંગત પ્યાલો—ઉંચા મને ઉભાવો
યાદ ધરો તે વ્હાલાંઓની
પળપળ આશીષ આપો—આપો=સરોષ

ખોટી સંગતથી શું હાંસેલ થયે ? દિલમાં ખોટા અંગાર પજરતો [રહેશે.
મતિ હિન થશે સત સંગમાં સરોષનું સુખ સમજો।

માલકોશ ત્રીતાલ

મેં સીહાંસંગ લર કર છાણી—કયું કે ઐસી બદ પિછાણી
બદ સંગમે ના ચયેન મિલત હય—ભૌંકી દયેન બિ ભારી
ડરત ડરત મેરી મતિ મેલ પર—દુખ ભિન્ન ભિન્ન જાણી=મેં
સરોષ બાનકી આસ મીલી હય—ચયેન, અતિ ખુબ માની
હસત હસત મેરી આસ સાંસપર—સુખ સંપ ખુબ જાણી=મેં

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| સી હાં સં ગ | લ ર ક ર | છા × ણી × | × × × × |
| મ°ગ°સાસા | સા ની°ધ°ની | સા × મ°× | × × × ગ° |
| કયું × કે × | ઐ × સી × | બ દ પિ × | છા × ણી મે=સીહાં |
| સા × સા × | સા × ની°ધ° | મ°ધ°ની°× | ધ°ની°ધ°મ° |
| બ દ સં ગ | મે × ના × | ચ ય ન, મિ | લ ત હ ય |
| મ°મ°ગ°ગ° | મ°× ધ°× | ની°ની°સાસા | સાસાસાસા |
| ભૌં × કી × | દ ય ન બિ | ભા × × × | × × રી × |
| સા × સા × | સા × ની°ધ° | મ°ધ°ની°× | ધ°ની°ધ°મ° |
| ડ ર ત ડ | ર ત મે રી | મ તિ × મે | × લ પ ર |
| ગ ગ°ગ°ગ° | મ મ°ધ° × | ની°સા×સા | મ°ગ°સાસા |
| દુ × ખ ભિં | × ન ભિં ન | જા × × × | × × ણી મેં=સીહાં |
| સા × સા સા | × ની°ધ°ધ° | મ°ધ°ની°× | ધ°ની°ધ°મ° |

ત્યારેજ અહુરની ચરણુ મળશે. તેમાંજ મન મોજ થશે.

બાગેશ્રી–ત્રીતાલ

કૈસે મિલે હરકી ચરણા અબ—ઉન વિન જીયા સુખ નહી પાયે=
હરિમન જીતકર–સુખકો–પાવત—ફીર તન મન { સતહિત મિલાય= / સરોષ }

| | | | |
|---|---|---|---|
| ૩ | × | ૨ | ૦ |
| કૈ × સે મિ | લે × × હ | ૨ કી × ચ | ૨ ણુ અ બ |
| સાની°ધધ | ની°××ની° | ધધમ°ગ° મ° | ગ° ૨ સા સા |
| ઉ ન વિ ન | જી × યા × | સુખા × ન | હિ પા × ય |
| ૨ સાની°ધ | સા×સા × | મ°ધસાની° | ધ મ°ગ°૨સા |
| હ રિ મ ન | જી ત ક ૨ | સુ ખ કો × | પા × વ ત |
| ગ°મ°ની°ધ | સાસાસાસા | નીસા૨સા | ની સાની°ધ |
| ફી ૨ ત ન | મ ન મે × | સ × રો ષ | મિ લા × ય |
| ગ°મ°ધની° | સામ°ગ°૨સા | સાની°ધમ°ની° | ધ મ°ગ ૨ સા= |

અહુરના મોટા વૃક્ષની આપણે એક ડાળ છૈયે, તેમાંજ આપણને સાથે મલવાનું છે, અને સુખ પામવાનું થશે.

ઝીંઝોટી

હું તો અહુરની ડાળી—અહુરને મળવા ચાલી–
અહુરને મળવા–ચાલી—અહુરને ઢુંડવા હાલી= હું તો
ડગમગ, ડગમગ–મન કરે તો—પ્રેમ સરોષ પર જાય ના
ઘડી નમનમાં સ્વાર્થ ભરેતો—દ્વાર મિનોઇ કેમ જાય= અહુરને
સતપનથી ના તન ભરેતો—રતન અષોઇનું ક્યાંથી થાય
ધરમ, કરમમાં ના ધરેતો—પાર જન્મ કેમ થાય= અહુરને
સ્વારથ છોડો સ્નેહ ભાવનો—સરોષ ગમન પર ધ્યાન ધરી
ધર્મ બહાને કષ્ટ ખમોતો—અહુર મનન સંભલાય= અહુરને

હું તો
સા સા

| | | | |
|---|---|---|---|
| ૦ | ૩ | × | ૨ |
| અહુ × × ૨ | ની × ડા × | ળી × × અ | હુ ૨ ને × |
| ગ × × ગ | ગ × ગ ૨ | મ° × + મ° | મ°મ°મ°પ |
| મ × × ળ | વા × ચા × | લી × × × | અ હુ ૨ ને |
| ગ × × મ | ગ ૨ ૨ ગ | સા × × × | મ°મ°મ°મ° |

| | | | |
|---|---|---|---|
| મ × × બ | વા × ચા × | લી × × × | અ હુ ર ને |
| ર × × પ | પ × પ × | પ ધ × × | પ પ પ મ° |
| હું × × ડ | વા × હા × | લી × × × | × × હું તો = |
| ગ × × મ° | ગ ર ર ગ | સા × × × | સા× સાસા |
| ડ ગ મ ગ | ડ ગ મ ગ | મ × ન ક | રે × તો × |
| મ°મ°મ°મ° | ગ ગ મ°મ° | પ × ધ ધ | ધ × ધ ની° |
| પ્રે × મ સ | રો પ પ ર | જા × × ય | ના × × × |
| પ ધ પ ની° | ધ × પ પ | મ°× × ધ | પ × × × |
| ધ ડી × ન | મ ન માં × | સ્વા × ર્થ ભ | રે × તો × |
| નીની ×ની | નીનીનીધ | સા × સા સા | સા× સા × |
| દવા × ર મિ | નો ઇ કે મ | જા × × ય | અ હુ ર ને= મલવા |
| ની°× × ની° | ધ × પ × | મ°× × ગ | પ પ પ મ° |

આપણે બહારની આવૃત્તિમાં જે જોઈએ છીયે તેવું ભિતરમાં હોવું જોઈએ. બન્ને સાથે મલવાથી, આતમા ઘણો બુલંદ બળ ધરાવે છે.

પીલુ ગઝલ.

શકલ જો સાફ હય—સીરતકી ખબર કિસકો હય
દેખ ખુબી બહારકી—ભિતરકી આસ કિસકો હય =શકલ.

દેખલો જહાં આંસમાં—ખુબ રંગ ફૂલા રહા
આતી હય ગહન કઇ—વખ્ત, ખબર કિસકો હય =શકલ.

નિકલે વાહ લફઝોં—મુંબારસે કયાં શીરી
નિગાહે નાઝ હય—મગર દમકી ખબર કિસકો હય=શકલ.

ઝાલીમ દસ્ત ઉઠા રહાં—અપની જીદ ઔર તૌરસે
આજ શાહી માન—મગર કલકી ખબર કિસકો હય=શકલ.

આફ્રીન નિમાંઝપે—જો ખુદકી કુછ ગાતા નહીં
હસમ કહે વો સાદ હય—જહાં { અહુરા યાદ જીસકો હય
{ અલ્લામ યાદ જીસકો હય =શકલ

જુવો નોટેશન–રહેબરે રોશની પાનુ–૨૮.

સરોષ આરાધજો ! સરોષની ક્રિયા ઉપર તન મનથી નમન ધરજો ! અષો વ્હાલાઓની યાદી, સરોષની યાદી ઉપર પાયદારી કરે છે, તેઓ ખુશનુદ રહે છે.

યાદી કરજો હઝારો—સરોષ છે નેક તારો
સ્તોત ભણજો હઝારો—દેશે દુખનોજ ચારો=યાદી.

સરોષ ટાળે, સરોષ પાળે—ઉંચી ખોરેહ ત્યાં તું નીહાલે
બુલંદ દેશે વિચારો—સરોષે છે અહુરા પ્યારો=યાદી.

સરોષ ગ્નાની, દાનીજ દેશે—બરદાસ ત્હારી હરહાલ લેશે
જનમ કરશોજ પ્યારો—સરોષ છે નેક ત્હારો=યાદી.

સરોષની સાથ રસને બેશે—મહેર સાથે ફેરા દેશે
ઉદગાર કરશોજ ન્યારો—અહુરાનો છે તેજ પ્યારો=યાદી.

સરોષ ભણજો સુધ હીત ભાવે—ખેલ કરજો હુમત દાવે
દેશે મિનોઇ સાહયો—સરોષ છે નેક તારો=યાદી.

મરણુ કાંઠે સરોષ આવે—હુમતના ફળ મીઠાંજ લાવે
મીનોઇમા, તે તમને હસાવે
સેવા કરશોજ સારો—સરોષ છે નેક તારો=યાદી.

મરણુ આગળ સરોષ ભણજો—અષો રૂહને સંરથીજ નમજો
તેથીજ છે છુટકારો—એવોજ સરોષ પ્યારો=યાદી.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| યા × | દી × | કુ ર | જો હ | ઝા × | રો × | સ × | રો ષ |
| સા પ | પ પ | પ ધ | પ મ° | ગ મ° | ર સા | સા× | ગ ગ |
| સ્તો× | ઓ ત | ભ ણુ | જો હ | ઝા × | રો × | દે × | શે × |
| | | | | છે × | ને કુ | તા × | રો × |
| | | | | પ × | મ°મ° | ગ ર | સા × |
| | | | | દુ ખ | નો જ | ચા × | રો × |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| સ × | રો પ | ટા × | બે × | સ × | રો ષ | પા × | બે × |
| ધ × | સાસા | સાર | ગમ° | પ × | મ°મ° | ગ ર | સા × |
| ઉ × | ચી × | ખો× | રે હ | ત્યાં× | તું નિ | હા × | લે × |
| ખુ × | લં દ | દે × | શે વિ | ચા× | રો × | સ × | રો ષ=છે |
| પ × | પ પ | ધ × | મ°પ | ગમ° | ર સા | સા × - | ગગ= |

## જૌનપુરી ત્રીતાલ.

જનમ અકારત જાય સજની—નહી ટલે દીલ અગની
સાંજ સમે મને સુજત નહી—કેમ મલે બસ ચયેન સુજની=
ભોર થઇ હવે નિંદ છિપાવો—સરોષ સેવા સઉ જન ભજોની=જનમ.

| ૩ | × | ૨ | ૦ |
|---|---|---|---|
| જ ન મ અ | કા × ર ત | જા × × ય | સ જ ની × |
| ર મ°પ સા | ધ°ની°ધ°પ | મ°પ ધ°પ | ર ગ° ર સા |
| ના × × હિ | ટ × × લે | દિ × × લ | અ ગ ની × =જનમ. |
| સા ધ°× × | પ ની°ધ°પ | મ°પ ધ°પ | ર ગ° ર સા |
| સા × જ સ | મે × મ ને | સુ × જ ત | ન × હી × |
| મ°× પ પ | ધ° × સાસા | ર ગ° ર સા | નીસાધ° પ |
| કે × મ મ | લે × બ સ | ચે × × ન | સુ જ ની × =જનમ. |
| મ°પગ°રસા | ર સાધ° પ | મ°પધ°પ | ર ગ° ર સા |

જેઓ સરોષને પાળે, તે અહુરાના આશિષ મેળવે, મિનોઇનું સુખ સાંધશે, અને ફ્રવષીને બુલંદીમાં બાંધશે.

## ભેરવી ત્રીતાલ

જે મનથી સરોષને પાળે—તે સુરત અહુરા મન ખ્યાલે
તે મદ જીદ હઠને દુર કરીને—અહુરા માન જીગર પાળે=જે
જે વખ્ત ગુમાવા સુખ માને—તે ફોકટ ફેરી જગ તાણે
બસ સ્વારથને મન પિછાણે—ધરમનું ભાન નહી જાણે
તે અહુરા યાદી ન ખ્યાલે
પણ પ્રાણ છુટે ત્યારે માને—જે મનથી

જે +
સા ×

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| મ ન થી × | સ × રો ષ | ને × પા × | ળે × તે × |
| ની°ની°સા × | ગ°× મ°મ° | ધ°× પ × | પ × પ × |
| સુ × ર ત | અ હુ રા × | મ ન ખ્યા × | લે × તે × |
| ન × પ પ | પ ધ°ની°સા | ની°ની°ધ°× | પ × પ × |
| મ દ જી દ | હ ઠ ને × | દુ × ર, ક | રી × ને × |
| મ°મ°પ પ | ગ°ગ°મ°× | પ ×ની°ની° | ધ°× પ × |
| અ હુ રા × | મા × ન જી | ગ ર પા × | ળે × જે ×=મનથી |
| મ° મ°ગ°× | ગ°× પ મ° | ગ°ગ°રે°× | સા× સા× |
| વ × ખ્ત ગુ | મા × વા × | સુ ખ મા × | ને × તે × |
| ધ°× ધ°મ° | ધ°× ની°× | સાસાસા× | સા ×સા× |
| ફો × ક ટ | ફે × રી × | જ ગ તા × | ણે × બ સ |
| સા ×સાસા | સારે°ગ°મ° | ગ°મ°રે° + | સા×સાસા |
| સ્વા × ર થ | ને × મ ન | પિ × છા × | ણે × ધ × |
| સા × સાસા | સા× રે°સા | ની°×ની°× | ની°×સાની° |
| ર મ નું × | ભા × ન ન | હી × જા × | ણે × તે × |
| ધ°ધ° ધ° × | ધ°×ની°ધ° | પ × પ × | પ× ધ°પ |
| અ હુ રા × | યા × દ ન | હી ×ખ્યા × | લે × પ ણ |
| મ° મ°મ°× | મ°× પ મ° | ગ°× ગ° + | ગ°×મ°ગ° |
| પ્રા × ણ છુ | ટે × ત્યાં × | રે × મા × | ને × જે ×= |
| રે° × રે°રે° | રે° ×મ°ગ° | રે°× રે° × | સા× સા× |

ધરમનું ઝેન જીનદાર રાખો ! તેમા ચેન મળશે. મિનોઈ મેળવવા શુરને મિનોઈ ખ્યાલમાં રોકશો ! જગ પાર કરશો ! અને સુખીજ થશો.

## ભેરવી દાદરો.

મ્હારી દીન ધરમનું ઝેન ચેન દેણુ-અહુર પાર કર !
કર રહેમ હૈયા--સુમ અવતાર કર !=દીન ધરમનું
ચેન સીર, જાન ધર-- નેણ સુધ્ધ સાર ભર !=દીન
મિનોઇ પામવા-બક્ષમને ઉરએ-ખુરાઇ બાલવા, રક્ષ મ્હારા શુરને
હોશબર આશમાં-સરોષ સાથમાં-સરોષ હાથમાં
જગ મ્હારૂં પાર કર !=દીન ધરમની

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ |
| દી ન ધ | ર મ નું | ઝે × ન | ચે × ણ | દે × ણ | અહુ×ર | પા× ર | ક × ર= |
| સામ"મ" | પધ°મ" | પ ×ગ" | મ°× મ° | ગ" × ર° | સા × ર" | ગ°×ર | સા×× |
| ક × ર | ર હે મ | હૈ × × | યા × × | સૂ × મ | અ × વ | તા ×ર | ક × ર= |
| સા×સા | ગ"મ"ગ° | પ × × | મ°× × | ગ°× ર° | સા× ર" | ગ"×ર" | સા×× |
| ચે × ન | સી × ર | જા × ન | ધ × ર | ને × ણ | સુ × ધ | સા × ર | ભ ×ર= |
| ધ°× ધ° | ધ"×ધ" | પ × પ | મ"× × | મ°× મ" | ગ"×મ° | ધ"×પ | મ"×× |
| મિ × × | નો ×ઈ | પા × મ | વા × × | બ × ક્ષ | મ ને × | ઉ × ર | એ ×× |
| સા × × | સા×ર° | ગ"+ગ" | મ°× × | મ°× મ" | મ°મ"× | ગ"×ર° | સા×× |
| ખુ × × | રા × ઇ | બા× લ | વા × × | ર × ક્ષ | મ્હા× રા | શૂ × ર | ને ×× |
| હોં શ × | બ × ર | આ× શ | મા × × | સ × × | રો × ષ | સા × થ | મા×× |
| ધ"× ધ" | ધ"×ધ" | પ × પ | મ × × | મ"× × | ગ"×મ" | ધ"× પ | મ"×× |
| જ × ગ | મ્હા× રૂ | પા × ર | ક × ર | =દીન. | | | |
| ગ° × ર° | સા ×ર" | ગ × ર" | સા × × | | | | |

સ્પિતામાની જય ! બુલંદ માઝદીયસ્ની મ્હાનતા જળવાય ! જેના નરનારી, કાર્યથી ઉત્તમ પ્રકાશમાં ઝલકતાં રહે ! ગરીબની હાઝ ધરી, સુશબ્દોથી સુંદર સરોદમાં સરોષની સેવા સ્વિકારે. જય ! જય ! સ્પિતામાં જરથુસ્ત્રા તુને જય ! ત્હારા આ દિવસના બુલંદ રોજ ખુરશીદના પ્રકાશને જય ! જય ! આમિન-!

—

## *God Save the King.*

**ખુદા મ્હારા શાહેનશાહ જયોર્જને ઉગારો !**

## પારસી મા બાપોને ચેતવણી

**તેમની ગંભીર ભુલ**-ભુલનું **ખરૂં મુળ** કયાં? પચીસ વર્ષના, બી. એ. બુચાજી બનાવવામાં! **જર અને જોર** ખરચી, **તન અને મનને** નાહક ઠાકવી બી. એ. બનાવી, આખર. થોડીક **કમાઇ માટે,** વગર મેટ્રીક થયેલા, પણ વેપારી લાઇનના એકાઉન્ટંન્ટોની તાબેદારી કરાવવી? એવા Machine made **ગ્રાજયુએટ કરતાં,** સારાં અંગ્રેજી શિક્ષણ પછી-**વેપારી લાઈનની કેલવણી**-દશ વાર બલી નિવડશે! જેની ખાત્તરી Tutorial commercial class આપવા તૈયાર છે.

**કૉમર્સ યાને વેપારી લાઈનનું** શિક્ષણ ઘણીજ સરસ અને ઉત્તમ તાલીમથી **આપીયે છૈયે.**

**અ**મારી ખાસ દેખરેખ હેઠે તાલીમ લઇ, **વેપારી વિદ્યાર્થીઓ** સકમાઇમાં પડયાં છે, તેજ અમારી **મુળ નેમ,** સ્વચ્છ સેવાની પિછાણ થઇ પડી છે. **૩૧ ઓગસ્ટ સુધી વિદ્યાર્થીઓને** દાખલ કરી બુધ-સની-અને આદીત-મા વધારાના ખાસ શિક્ષણ, ઉપર **મી૦ માણેક બનાજી પોતે મહેનત લઇ,** તેઓને તૈયાર કરે છે.

બી. એ. ની ઢીગ્રીના ધખારાને પડતો મેલી, થોડી **મહેનત યા સ્હાસીકપણાનો** સીલ, દિલમાં આમેજ થવાથી, પોતાના પગ અને ખભાથી સ્વતંત્ર ધંધામાં ઝીપલાવવા, માટેનું **ઉત્તમ સાધણ** તે **વેપારી કેલવણી છે** કે જે માટે મી૦ માણેક બનાજીથી (F. N. F. A.) થી ચલાવવામાં આવેલો Tutorial Commercial Class ગ્રાંટરોડના રેલવે અને ટ્રામ સ્ટેશનથી બે મીનીટમાં જવાય એટલો દુર છે.

ચાર વખત આખ્ખા હિંદુસ્થાનમાં સૌથી વધુ ફતેહમંદ ઉમેદવારોને પાસ કરાવવાનું માન ધરાવે છે.

બીજું બે વાર લંડન ચેમ્બર ઓફ કૉમર્સની ચઢતા વર્ગની પરીક્ષામાં મી૦ બનાજીના વિદ્યાર્થીઓ, લંડનમાં ઇનામ મેલવી ગયા છે.

# કે. વાડીયા.





હિરાના વેપારી

આંટરોઃ.